ॐ

॥ तत्सत् परमात्मने नमः ॥

# સુર્યકાન્ત

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

## શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

### કાન્તીલાલ કેશવલાલ

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુ. સુરત, જયોજ થીએટર.

આવૃત્તિ ૧ લી સને ૧૯૧૮ પ્રત ૨૦૦૦

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા ધી " શાંહેર " પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ ફુલચંદદાસે છાપી.

કિંમત બે આના.

ૐ

# સૂર્યકાન્ત

## નાટકનો ટુંકસાર.

### પ્રારંભ નાન્દી.

### અંક પહેલો.



પ્રવેશ ૧ લો—રાજકુમાર સુર્યકાન્ત પોતાના મહેલમાં મીત્રો સાથે મોજમજા કરતો દેખાય છે; નાયકાનો નાચ મુજરો થાય છે; શરાબના વખાણ કરી પીવાય છે. ત્યાં ચોપદાર આવી સુર્યકાન્તને એક પત્ર આપે છે. પીતાનો પત્ર છે, પરંતુ મોજશોખમાં ડુબેલો કુમાર પત્રને પાછો આપી વીદાય કરે છે. ચોપદારનું જવું મીત્રોની ગમ્મત, નાયકાનો નાચ.

પ્રવેશ ૨ જો—સમરસીંહની કચેરી. દીવાન પ્રત્યે રાજ્યની ક્ષેમ કુશળતાનો પ્રશ્ન દીવાનજી, સુર્યકાન્તની ચાલ ચલણને માટે ખેદ કરે છે. સમરસીંહ તેનો ખુલાસો પુછે છે. નાના પુત્ર વીરસીંહના મોઢાથી સાંભળી,

રાજાનો ક્રોધ. ત્યાં સુર્યકાન્તનો પ્રવેશ. સમરસીંહે સુર્યકાન્તને આસનપર બેસતાં અટકાવવો. પીતા પુત્ર વચ્ચે તકરાર.

## ટેબ્લો.

પ્રવેશ ૩ જો—રસ્તાપર દીવાનજી તથા વીરસીંહનો રાજ્ય સંબંધી વિવાદ. સુર્યકાન્તની તરફમાં અંગ્ર લાગણી.

પ્રવેશ ૪ થો—સ્થળ ઉધ્યાન સોમદેવનું નીકળી સુર્યકાન્ત માટેના વિચાર. બાદ બગીચામાં બેસવું ત્યાં જળ ભરવા જતી પનીઆરીઓનું મીલન. વસુમતી તથા પ્રીયવંદાની સાથે સોમદેવની ગમ્મત. વસુમતી પર આશક સખીઓની મજાક.

પ્રવેશ ૫ મો—જુગારખાનામાં કુમાર સુર્યકાન્ત, સોમદેવ તથા મીત્રો સાથે પ્રથમની માફક મોજમજા કરે છે. રાજા, દીવાન તથા રાણી વીગેરેનું આગમન. રાજાનો સુર્યકાન્તને જોઇ ક્રોધ. બદમાશ મીત્રોને પકડી જેલમાં મોકલવા ને સુર્યકાન્તને હદપારની શીક્ષા. રાણીના બોધ વચન. સમરસીંહનો ક્રોધ.

## ટેબ્લો.

પ્રવેશ ૬ ઠો—રસ્તા પર સોમદેવના વિચાર. ત્યાં પ્રીયવંદાનું પત્ર લઇ આવવું. સોમદેવ પત્ર લાવનારી પર ફીદા. ત્યાં વસુમતીનું આવવું. સોમદેવને ધમકી. સોમદેવની ગમ્મત.

પ્રવેશ ૭ મો—બગીચામાં કનકમંજરી તથા રાગમંજરી પોતાની સખાઓ સાથે વિનોદ કરે છે. સ્વપ્ન દર્શનની વાત. ત્યાં સોમદેવ મહારાજ આવી હાથ જોવો. કનકને સુર્ય કાન્ત સાથે લગ્ન થશે, એમ કહેવું. ક્ષણમાં સોમદેવની વસુમતી સાથે લગ્નની માંગણી. સુર્ય કાન્તની શોધમાં.

પ્રવેશ ૮ મો—રસ્તાપર સુર્ય કાન્ત, દેશવટાના વીચાર. પોતાના ક્રોધથી પોતે સુધર્યો જેથી પીતાનો ઉપકાર. ત્યાં નાના વીરસીંહનું આવવું, સુર્યકાન્તને પાછો વળવા વીનંતી, સુર્યકાન્તની અડગ ટેક, સોમદેવની શંકરનું તપ કરવાને ભલામણ.

પ્રવેશ ૯ મો—જંગલમાં સુર્યકાન્ત ખેદ પામી કટાર ખાઇ મરણ પામે છે ત્યાંજ શંકર પાર્વતીનું આવાગમન. પાર્વતીની હઠ. સુર્યકાન્ત સજીવન ત્યાં મેનકાનુ આવવું. સુર્યકાન્તને પોતાના પ્રેમમાં ફસાવાની યુકિત. બાદ કનકમંજરી, રાગમંજરી તથા સોમદેવનું આવવુ થતાં મેનકા સંતાય છે. કનકમંજરી સુર્યકાન્તને જગાડે છે. દ્રષ્ટી મીલન થતાં મેનકા સુર્યકાન્તને ઉપાડી ચાલી જાય છે. કનકમંજરી મૂર્છિત.

# ટેબ્લો.

# ડ્રૉપ.

# અંક બીજો.

—※—

પ્રવેશ ૧ લો—સુર્યકાન્તના પીતાનો મંદવાડ. વીરસીંહની સેવા. વૈદ્ય વગેરેની દવા. સમરસીંહ દેવલોક. સર્વની દીલગીરી.

પ્રવેશ ૨ જો—જંગલમાં કનકમંજરીનો અફસોસ. સુર્યકાન્તને મેનકા ઉપાડી ગઇ તેની દીલગીરી. સોમદેવની ધીરજ. કનકમંજરીને દેવીનું તપ કરવા કહેવું. કનકમંજરીનું દેવી તપ કરવા જવું. બાદ મેનકા તથા રંભાનું આવવું. કનક દેવીનું તપ કરશે. તો આપણો શિકાર જશે. મંત્ર આપનાર સોમદેવને ભોલારી રાક્ષસને સોંપવો, અને બનાવટી દેવી થઇ કનકને ફસાવવાની રંભાની પેરવી.

પ્રવેશ ૩ જો—મેનકાનું ભુવન. સુર્યકાન્ત. મેનકાની પ્રેમ યાચના સુર્યકાન્તનો નકાર. શ્રાપથી ભસ્મ કરવાની કોશીશ આકાશ વાણીમાં મનાઇ કરવી. સુર્યકાન્તને કારાગ્રહમાં પુરવા હુકમ. સુર્યકાન્તની શંકર સ્તુતી. શંકર પ્રાગટય. સુર્યકાન્તને મુકત કરવો.

પ્રવેશ ૪ થો—દેવીમંદીર કનકમંજરીનું તપ. નાની બ્હેન રાગમંજરી. કનકની દીન હાલતથી દીલગીર. ત્યાં વીરસીંહનું ભાઇની શોધમાં આગમન. રાગમંજરી તથા વીરસીંહનો સંવાદ. સુર્યકાન્ત માટે પુછગાછ.

મેનકાના પાસમાં કેદ છે. તે સમાચાર બાદ રાગમંજરીનો વીરસીંહ પ્રત્યે પ્રેમ. બાદ તપના પ્રભાવે દેવી પ્રસન્ન. કનકને વરદાન.

પ્રવેશ ૫ મો—શીવભુવનમાં. શંકર તથા પાર્વતી. તથા નારદ પાર્વતીની વાતમાં સુર્યકાન્તનો વિષય આવે છે. બાદ શંકર પાર્વતીની હદ નારદની ઠોલકી.

પ્રવેશ ૬ ઠો—સ્થળવન. કનકમંજરી સુર્યકાન્તની શોધમાં. ત્યાં રંભાનું મળવું કનકમંજરીને સુર્યકાન્ત મળશે. એમ લાલચ બતાવવી, ને જાળમાં સપડાવી દેવી. કનક તથા રાગને વિદાય કરી. રંભાનું જવું.

પ્રવેશ ૭ મો—જંગલમાં સુર્યકાન્તની દીલગીરી. સંધ્યા અર્થે જવું. ત્યાં સોમદેવને મારવા રાક્ષસ આવે છે. સુર્યકાન્ત આવી તેનો બચાવ કરે છે. બાદ સોમદેવ તથા સુર્યકાન્તની વાતચીત કનકમંજરીને રંભા લઇ ગઈ તે વાત. બાદ વીરસીંહનો સમાગમ બન્ને ભાઇનું મીલન. શહેર તરફ ચાલવાને બન્નાનવુ સુર્યકાન્તનો ઇનકાર. દેવી કનકમંજરીને છોડાવવાનો પ્રયત્ન. પૂર્વનો મદન અવતારી સુર્યકાન્ત, શંકરની મદદથી કનક તથા રાગને જુવે છે. (ઇંદ્રજાળ)

ટેબ્લો.

## ડ્રૉપ.

# અંક ત્રીજો.

-⊰⊙⊱-

પ્રવેશ ૧ લો—જંગલ. અગ્નીકુંડ. કનકમંજરી તથા રાગમંજરીનો વલોપાત. મેનકા આવી. કનકને સુર્યકાન્તને ભૂલી જવા કહેવું. કનકમંજરીનું મન અડગ રાગમંજરી સાથે કનકમંજરીને બળીદાન આપવાની રંભાની તૈયારી. ત્યાં સુર્યકાન્ત તથા વીરસીંહનું આગમન. રંભા સાથે વિવાદ. મહેશનું પ્રગટ થવું. કનક મંજરીનો છુટકારો.

## ટેબ્લો.

પ્રવેશ ૨ જો—મેનકનું ભુવન. મેનકા તથા રંભાની વાત. શંકરે સુર્યકાન્તની મદદ કરી. જેથી ક્રોધમાં આવી મેનકા શ્રાપ દેવા તૈયાર થાય છે. ત્યાં શંકરનું પ્રગટ થઇ મેનકાનો હાથ પકડવો. મેનકા તથા શંકરનો સંવાદ. ત્યાં નારદનું આગમન નારદજી કળીયુગનો પ્રભાવ પુછે છે. શંકરનું કળીયુગી સ્ત્રી માટે વીવેચન. નારદની મેનકાનું મન શાન્ત કરવા વીનંતી. શંકર પ્રભાવે કરી સુર્યકાન્તની યોગ્યતા બતાવે છે. સુર્યકાન્ત વીશ્નુનો ભક્ત છે. તેના દર્શન થતાં મેનકાનો રોષ ઉતરી જાય છે. ને સુર્યકાન્તને દુઃખ દીધું. તે માટે પસ્તાવ છે.

નારદજીના કહેવાથી સુર્યકાન્તની ક્ષમા માગવા મેનકા તથા રંભાનું જવું.

પ્રવેશ ૩ જો—સોમદેવનું મકાન. સોમદેવ વીચારમાં. ત્યાં વસુમતીનું આવવું. લગ્ન વીશેની વાત. બેઉની ગ[illegible] ના કરાર. સાડી ચોળીની માંગણી. ગમ્મત.

પ્રવેશ ૪ થો—મહેલમાં સુર્યકાન્ત. વીરસીંહની રાજ્યાભિષેક માટે વાતચિત ત્યાં સોમદેવ તથા વસુમતીનું આવવું. સોમદેવની ગમ્મત સુર્યકાન્તને સોમદેવને ગામની બક્ષીસ વીરસીંહ તરફથી વસુને જાગીર. સુર્ય. તથા વીરનું જવું. બાદમાં સોમદેવ તથા વસુમતીની રમુજ.

પ્રવેશ ૫ મો—રાજકચેરી. સુર્યકાન્ત તથા વીરસીંહ બેઠા છે. ત્યાં મેનકા તથા રંભા આવી પોતાના અપકૃત્યની ક્ષમા માંગે છે. બાદ શંકરનું આવવું. સુર્યકાન્તનું પૂર્વજન્મ વૃતાંત્ત કહેવું [વીરનું પ્રગટ આશીર વચન] કનકમંજરી તથા સુર્યકાન્ત, વીરસીંહ તથા રાગમંજરી, સોમદેવ તથા વસુમતીનો હસ્તમેળાપ. શંકરની આશીષ.

**આનંદ. આનંદ. આનંદ.**

**સમાપ્ત.**

# નાટકનાં પાત્રો.

## પુરૂષ પાત્રો.

| | |
|---|---|
| સમરસીંહ ... ... ... | કાંચન નગરનો ભુપતી |
| સુર્યકાન્ત ... ... ... | સમરસીંહનો પાટવી પુત્ર |
| વીરસીંહ ... ... ... | સમરસીંહનો નાનો પુત્ર |
| દીવાન ... ... ... | સમરસીંહનો |
| સોમદેવ ... ... ... | ગોર |
| શંકર ... ... ... | મહેશ્વર |
| વીષ્નુ ... ... ... | સર્વ પાલક વિશ્વાધાર |
| નારદ ... ... ... | દેવરૂષી |

સીવાય ચોપદાર, વૈદ, રાક્ષસ, સૈનીકો, વીગેરે વીગેરે.

## સ્ત્રી પાત્રો.

| | |
|---|---|
| કનકમંજરી ... ... ... | સુર્યકાન્તની પત્ની |
| રાગમંજરી ... ... ... | વિરસીંહની પત્ની |
| વસુમતી ... ... ... | કનકમંજરીની સખી સોમદેવની સ્ત્રી |
| પ્રીયવંદા, માલતી, માધવી ... ... ... | સખીઓ |
| પાર્વતી ... ... ... | મહેશની સ્ત્રી |
| મેનકા, રંભા ... ... ... | સ્વર્ગની અપસરા |
| દેવી ... ... ... | શકતી |

સીવાય નાયકા, કંચનીઓ, દાસીઓ, સખીઓ, વીગેરે વીગેરે.

શ્રી

# સૂર્ય કાન્ત

## નાટકનાં ગાયનો.



## અંક પહેલો.



(મંગળાચરણ.)

બાળાઓ—

પરમ પુરૂષ રમાપતી નામું,
શરણે ચરણે સુખ પામું,
દરશથી દીન દુઃખ વામું,—
ધ્યાન ધરૂં જગપતી તારૂં,
ત્રાતા દુઃખભંજન જગત આધાર,
લક્ષ્મી કાન્ત શરણે તવ તાર.—

બાળા— ૧

જગસ્વામી, ભકતોની ભીડ વીરામી—
હાંહાં સ્યામ પાય પ્રણામી—વારી વીણુ.
મંગળ સુરતિ બહુ નામી,
સૌના છો અંતરજામી;....નિષ્કામી,—

દ્રુપદ તનયાને ઉદ્ધારી;....ગીરધારી,
પટ્કુળને પુર્યાં બલીહારી....બલધારી,
અવીનાશી વાસી એ ગૌચારી...સુખકારી;

દોસ્ત— ૨

"પીયેંગે મ'ય બઝાહીર કીસ્કી હમકો સાકીયા ચોરી"
"ખુદાકી જબ નહીં ચોરી તો ફીર બન્દેકી ક્યા ચોરી."

સોમદેવ— ———

"મધુ ચાખે તો મનહરે, જરા પીયે લગજાય"
"ભુત હઠે ચેના હઠે, જાકો દીયો પીલાય."

સુર્યકાન્ત— ———

"સાકીયા મ'ય અગર દુવા માગું...."
"તો બજુઝ મ'ય કે ઓર ક્યા માગું."

નાયકા— ૩

મ'ય વારી સઈયાં પીયો પીયોજી મદવા,
ગાલ ગુલાબી, લાલ શરાબી
ચાલ ચલત મતવારી, મોરે સૈયાં પ્યારી;—
દાત અનોખી, ચાંદની કી,
નેહ નયન છલકાય,
અધરકો પાન કરત પરસ્પર,
પ્યાસીકે મુખ મલકાય
દોનો રંગી, એક રંગી

રંગાએ અનંગ રંગમેં
પરસ પરસ છલકાય—

નાયકા— ૪

હાંરે ગોરી લટકેથી ચાલી
વાહ ! વાહ !
હાંરે ગોરી ચાલે ચટકતી ચાલ
આવો દીલહર શોણી સુખકાર
ભેટો ભરથાર નવેલી આ નાર
રમો રંગે રે......લી.
મીઠી મીઠી મધુરી વાણી,
પ્યારા મુખ જોઈ લજાણી.
પ્રીતે પીયો પ્રેમની પ્યાલી,
પીવરાવો પ્રીયે બાથમાં ઘાલી.

વીરસીંહ— ૫

ધાર્યું શ્રી ધરણીધરનું થાય.
મુરખ મન ફોગટ શીદ ફુલાય—
પંગુ જનને મેરૂ ચઢાવે,
રંક જનોને રાય બનાવે,
અદ્ભુત લીલા વીશ્વંભરની,
કોથી તે ના કળાય......ધાર્યું.

સાહેલીઓ— ૬

ચાલો સાહેલી હળીમળી સવેં
જાઈએ જળ ભળવા.......
અન્ય પુરૂષથી વીનોદ ન કરીયે,
સુધર્મ આચરવા.......
પતિવૃત નૌકા સુખે વસીયે,
ભવસિન્ધુ તરવા.......ચાલો.

સોમદેવ તથા વસુમતી—૭

તમો ચાહો ન ચાહો ચાહીને, ચાહું છું હું તમને
ખરો હું છું કે ખોટો છું, પુછી લ્યો આ વળી દમને
અરે જોશી અસંતોષી, મને પરણી શું કરવાના
અમારાં ખાસડા ખાઈ, તમો બે મોત મરવાના
મરણ આવ્યું હતું પણ ના મુવો તે આપણા માટે
તમારા પ્રેમની ચટણી, છબીલો પ્રેમથી ચાટે
નચાવે નેત્ર મારા નાચ, તેમજ નાચવું પડશે
કહી જો વાત ના માની, તમાચો હાથનો પડશે
બનીને કુતરો તારો, તમો ઘરમાં પડી રે'શું
કરી હો હોં તમોને માનથી બોલાવીને લે'શું
તમો આશક નથી પૂરા, હજુ પણ કંઇ અધુરા છો
નથી સાબીત થતું મ્હોંથી, તમો ધોળાં ધતુરા છો

તું છું વેલી, હું છું ધમલો, તું છે વીણા, હું કઠીઆરો
બન્યો છું પ્રેમમાં ઘેલો, હવે તો મારો કે તારો.

નાયકા— ૮

છેલાને મારી નાજુક બૈયાં મરોરી,
નાજુક બૈયાં મરોરી મોરી. રે છેલાને મોરી—
છલબલ કરી મોરી ચુરીઆની તોરી,
ગગરી પટક મોરી ફોરી રે— છે.
જલભરનનકો મંય જાઉં નહીં જુમના,
મંય તો નારી હું બાલી ભોરીરે.—

સોમદેવ અને પ્રીયવંદા— ૯

ઉઠો ઉઠોને મહારાજ મારા,
રંગીલાજી રસીલાજી પ્રીતે પધારો મહારાજ.
મને છોડો વળગોમાં,
ખસો રાંડો અડશોમાં,
આ મરકીને કોગળીઆથી હું તો,
થાકયો હાર્યો, આવ્યો છે કંટાળો છોડો અલી આજ
આ તો ભુતડી છે નખરાળી,
આ ડાકણ ચુડેલ કાળી,
જો આ અળશી મન હરનારી, તો તુજને કહું;
ધુળ ધુતારી; માની નખરાં કરતાં શું આજ—ઉઠો.

કનકમંજરી— ૧૦

મ્હાલો સખી શાણી રાજે રંગે,
સંવત શોભા નીરખીયે...સખી—મ્હા.લે.
સરસ સુવાસીત સુખકર પવને,
સુમન સુરંજીત મનહર જોને,—મ્હાલો
અતી મન અમ્રતસમ સુખ સદને.
વળી મધુ કલરવ શાન્તી દે શ્રવણે—

કનકમંજરી, સખીઓ-૧૧

અરે વાહલા સખી શાણી, ચાલો લટકતી ચ.લ.
અલી જાને ઠાલી શાને કરે મને ઓશીયાળ.
વેલી મધુરી રસાળી, છબીલી દીસે રૂપાળી
ચટક મટક લટક તારી ચાલ—અરે.
સતાવો ના ખાલી બાઈ, મન માંહે હું મુઝાઉં.
રીબાવો નાં અલી મને આમ—અરે.
ભાવતું મનમાં ભાવે, ખાલી શું શીર હલાવે.
જાણી ચતુર તારી ચાલ—અરે.

કનકમંજરી— ૧૨

સખી સ્વપ્નેરે મેં નીરખ્યા એ શામળીયા
આવ્યા લટકે ચટકે ચાલી એ નાવલીયા—
છબી કામણગારી જોઈ, શુધશાન વળી સહુ ખોઈ
નેત્ર એ શરેથી ઘવાઈ—એ શામળીયા.

નયનાં મીલાવી ને લોભાવી એ રસીયે,
મુને રીઝવી નાચ નચાવી એ રંસીચે.
નીજ કરે આ કર લઈ લીધું ચુંબન એ રંસીચે,
સખી આંખ ખુલી ગઈ મારી—એ શામળીઆ.

સાહેલીઓ, }
કનકમંજરી } ૧૩
ગરબો.

વારી સાહેલી આવ્યો વસંત શું બહારમાં,
પુષ્પવેલી ખીલી રહી,
મધુ વધુ નાદ કરી કોયલડી ટહુકી રહી.—વારી૦
વહે છે સમીર શીત, દીસે આનંદીત,
ડોલે પલ્લવ આનંદથી, સ્વર્ગ સુખ સમસ્થાનજી,
અધીકતા આ ઉપવને—વારી૦

(સાખી)

નીરખી પલ્લવ નવ તરૂ, વેલી હર્ષીત થાય;
યુવતિ યોવન મત્તપણે, શામ વીના કરમાય.

મીઠડી મેનાના નાદથી અંગમાં,
અંગના કંપે અનંગના ત્રાસમાં,
એની કુપો રહ્યાં ખીલી,
ભ્રમર સંગે સુરંગે રેલી.

## (સાખી)

રત વસંત અમૃત સમી, અમૃત રામ સુખદાય;
અમૃત ધર શશી ઉદણુ વીણુ, અમીત કુસુદ તલસાય.

બાળા બિચારી થાય, નાથ સાથ વીણુ કાય,
વીના શશી નીશા જાય, કહો કેવી તે દેખાય.

કનકમંજરી— ૧૪

અધીરૂં થતું દીલ મળવાને માટે,
સખીઓ લઇ સાથ વીચરૂં એ વાટે—અધીરૂં.
પ્રેમી વસ્યા યોગી, રાજને ઘાટે,
હરાઈ ગયું ચિત્તં, મળશે એ હાટે—અધીરૂં.
નથી નાથ નીરખ્યા, કદી મેં આ નયને,
તથાપી છે ચોંટયું, આ ચિત્ત એ ચરણે,
કર્યાં પુન્ય પુર્વે, હશે તોએ મળશે,
નહિં તો આ કાયા ચિતા માહી બળશે—અધીરૂં.

સુર્યકાન્ત અને વીરસીંહ-૧૫

હશે ભવિષ્યે અંકે તો મળશું,
તાત માત ભ્રાતને—
રામ શ્રી લક્ષ્મણુ તે વનવાસે,
ભેટયા સહોદરને—હશે.

સુનામી દીધ સુબુદ્ધી ઈશ દયાળે,
શ્રવણ ગુણ ધરીએ—સુનામી
પુરણ પ્રેમથી પીતાની સેવા,
સાધી સ્વર્ગ વસીએ—

સુર્યકાન્ત— ૧૬

વિશ્વંભર અકળ આ સકળ માયા પ્રસારી,
વિધવિધ રંગ અનુપમ વિભુ શોભા ન્યારી.
તારણ તરણ, કરણ કારણ અસુરારી.
મુઢ મતિમંદ મુરખ લે ઉદ્ધારી.

મેનકા— ૧૭

ત્યાગી જુઓ આ નાર,
મારા હૈયાના હાર—મ્હારાજ.
લાવી પુષ્પોના હાર,
મારા પ્રીતમના કાજ.—મ્હારાજ.
સુર લોકેથી સુંદરી આવી મુકાય.—ત્યાગી.
મૃગનયની ન મળવી, જુઓ કે હું જેવી,
પ્રાણ વરવા હું આવી, આ વેલી નવેલી,
જુવો જાગી યોગીરાજ, ભોગી સુરરાય.—ત્યાગી.



# અંક બીજો.

—⊙—

વીરસીંહ— ૧૮

ધરો અરજી નગ ધારી,
સકળ દોષ દઈ નીવારી,
સુખકર તાત ઉગારી,
દુ:ખ હરો ભય હારી.

કનકમંજરી— ૧૯

અમીધર ક્યારે મળે,
દર્શન વીણ જીવ તલસાય.—અમી.
ચકોરી થઇ ફરૂં ઘેલી,
તરૂવીણ વ્યાકુળી આવેલી,
અલી વિયોગે કળી ન રંગે.

સુર્યકાન્ત— ૨૦

હર સમય શીર દુખથી ચેન ન ચિત્ત પળ,
તાત માત મળે ક્યારે—
ધામ દીસતું અરિ—હર.
ત્યાગી ધામ સોહામણું, કાપાય અંગે ભરી,
કરમ ગત આધીન લાવી કો ભુંડી—હર.

સુર્યકાન્ત— ૨૧

ૐ શંકર સુખકર વિભુ, પાય નામું હું સ્વયંભુ
નટા જુટ શીરે ધરી—ૐ
નીરાધારના આધાર ડમરૂ કરધાર.
નીરંજન નીર્ગુણ ગંગ ધારી,
ભસ્મ લેપન દેવ ડીગમ્બર સામ્બર,
નામું નીરંતર મદન અરિ—ૐ

રાગમંજરી— ૨૨

વીરહે પીડાતી આ બ્હેની હું શાણી—
પીયુ વીણુ કોમળ કાયા સુકાણી—
ગયો શુક વન વિષે ઉડી. નહીં કહીં દેખાય
રહી મેના અહીં રણમાંય ઝુરતી દેખાય,
નીશાકર વીણુ નીરાશ નીશા—
પાંખો વીનાની જેવી છે પંખીણી—
શામ વીણુ શાણી સુની છે સલુણી—

રાગમંજરી— ૨૩

રસભીનસ વળીયા વાટેથી શર નયનાં ફેંકીને,
સુધાકર ઢળીયા પશ્ચીમે સુધારસ ન્હેલીને.
ચીત્ત ચીતને ચોરીને, જપતીને ત્યાગીને—રસ.
સુધાકર સુરતી અલબેલાની,

મનહર મુરતી સુંદર વરની,
મેંરામણ મીષ્ટ વીણુ કુંજલેડી બીચારી,

**ફેનકે, રાગ, વીરસીંહ— ૨૪**

જય જય શીવ શકતી—(૨)
તન મન ધન સહુ શીશુગુણુ, કરતા તમ ભકિત—જય.
ત્રિશુળ પાણી બેશ બીરાજે, ભયહર તમ મુરતી—જય ભય.
મહીસાસુર મરદન કર, મુરતી વીજયવતી—જય.
અમ્મર અમ્મર અમ્મર ચુડલો, અમ્મર સુમ કીર્તી—જય અ.
અજરામર મહાદેવી, અમ્મર જગ જ્યોતિ—જય.
આદી અનાદી એક સ્વરૂપી, અનંત યશવંતી—જય અનંત
ધામે ધામ વીરાજીત, નમું આદ્ય શકતી—જય જય શીવ

**ફેનકે, રાગ, વીરસીંહ— ૨૫**

સહાય હજો શ્રી ગીરીવર ધરજી,
લક્ષ્મીવર—વીનતી દીન જનની.
આપ અલોકીક, નાથ ત્રિલોકી,
કષ્ટ અમારાં પ્રભુજી વીદારો,
કરતા હરતા વનમાળી
સુગ્રીવ સહાયક હરવાળી
અશરણુ શરણુ ન યશોતન
સુખકર દુઃખહર બળવીર
અરજી સ્યો ઉપકારી—સહાય.

મેનકા— ૨૬

ક્ષમામાંહી શાન્તી નીત હોય, ભવ ભવ માંહે
પ્રતિ ચીન્ત દેવી ધરીયે, જ્ઞાની તમે—
આપની ઓહઠ, એ યોગી હઠ,
ત્રીપુરારાથી નવ કરો વોધ હીમ સૂતે.—

કનકમંજરી રાગમંજરી-૨૭

ધરી કંથા શરીરે મેં, પીયુને શોધવા માટે,
મળે ના કાંઇ પણ સંદેશ, શોધ્યા વાટે ને ઘાટે.
વનોની ગીરીની કન્દ્રા, નીહાળ્યા વૃક્ષ ને ઝાડી.
પરંતુ ના મળી કંઇ ભાળ, ચીન્તા થાય છે ઘાડી.
ફરે ના કર્મના ખેલો, ગમે તે યત્ન આદરવો,
પછી શું લાભ છે વ્હેની, નકામો ખેદ તો કરવો.
અરે ઓ રાનનાં પ્રાણી, કંઇ મમ નાથ દેખાડો,
અરે ઓ પહાડની ટોચો, પીયુની ભાળ તો કાઢો.
અરે વૃક્ષો નજર ઉંચી. કરી સંદેશ તો આપો.
તમે છો અજ્ઞાન શી રીતે, અમારા દુઃખને કાપો.

સુર્યકાન્ત— ૨૮

દીન ગતી હું આશી પ્યારી પ્રીય ગઇ ત્યાગી,
રીપુ હું ભાગ્યના પાસ મહીં, છું અભાગી.
દીનનાથ વારે ધા ભટકી ભટકી બાળ,
આહું શરણું હરીહર બાંય ધર તું દયાળ;



# અંક ત્રીજો.

—❁—

કનકમંજરી— ૨૯

દેવી તારી સમીપમાં બાળા હું બિચારી
અરિ બની અપસરા પ્રાણને વીદારતી
નથી મને લેશ ભય, જીવનનો ભયભારી
નાથ નથી દરશન હું પામી.
દયા કરો દેવી તમ દીન બાળની લાચારી.

નારદ— ૩૦

અભીમાની શું માનમાં મરે
છતાં બુદ્ધી બધ અંધક ફરે—
ખોટી પર મોટાઇ કરે શું
અધમ અનીતી ઘાસ ચરે શું
જે શીશ દશવીશ ભુજ નિમીષમાં
દશરથ નંદન હરે—અભીમાન

સોમદેવ, વસુમતી— ૩૧

એ રાજરે મુજ માટે સાડી સુરતથી મંગાવો,
વળી પોલકાં શીવડાવો, હું પ્હેરી લટકે ચાલું.
તમ પ્રીતમ સંગે મ્હાલું—

ઓ દીયરરે તુજ માટે, ફેશનેબલ સાડી લાવું.
વળી પોલકાં શીવડાવું, તું પ્યારી વ્હાલી લાગે,
વાંઢા મેણું મારૂં ભાંગે—

ઓ રાજરે મુજ માટે, ગાડી એ ઘોડાની લાવો,
મુજ સાથે ફરવા આવો, નામી મીઠાઇઓ મંગાવો,
પ્રીતમ પ્રેમથી ખવરાવો—

ઓ વ્હાલીરે તું માટે હલવો, મુંબઇથી મંગાવો.
ઘારી સુરતની વળી લાવું, મારા હાથથી ખવરાવું.
ગુણીયલ ગોરાણી રીઝાવું—

મોતીઓના હારમાં વળી, હીરલા મુકાવો.
હું પ્હેરી ચાલું અક્કડ, સાથે જોશીજી ફક્કડ,
લાવો વ્હાલી નાત રસાવો, લેવરાવો પ્રીયવર લ્હાવો.—

કુન્દકુમંજરી— ૩૨

સુભાગ્યવર પામી સલુણા શીરતાજ
પામી... .... .... ....
સિન્ધુ હૃદય હર્ષ ચંદ્ર ઉદયથી
કુમુદ નયન સુખદાય
સ્નેહી ઘેલી અસ્રાંતવેલી
પંકજ સરની શોભાય—

કનકમંજરી, સુર્યકાન્ત—૩૩

સ્વામી સદાએ નીભાવજો, જી શામળા—
સ્નેહે રસીલા રાજજો—
ચંદ્ર કુમુદ હું પામી છબીલા,
તનમન, ધન તમપર વારૂ રસીલા—
સુંદરી દીલભર શાણી,
અમ્રત સમ પ્યારી વાણી,
આવી રસીલા લાલા
ભેટો ભાવે મહારાજા
હસી હસી આલીંગન દઇ, પ્રીચે પ્યારા—

સોમદેવ-વસુમતી— ૩૪

બોલ મધુરી બોલ, અરે તું શા માટે રીસાણી
મુકો મારો હાથ હવે હું કુવે પડવા ચાલી
તું છબીલી, હું છબીલો
તુજ વીણ જીવડો જાય
હું નવેલી નાર પણ મુરખ મળીઓ ભરથાર—
આરૂ માગું, પાયલાગું,
માન મારી શીરદાર,
વા, પ્રાણના આધાર ભેટી લ્યોને હૈયાહાર.

ઠુંચનીઓ— ૩૫

ચપધ મપ ગમ નીધ રે ગમપરે

સારે સાની ધની સાધ મધ નીસા

ગમરે સાનીધ પમ ગમ નીધ પમ ગરેસા:—

સાગ મધ મધની સારે સાની ધનીસા

ગગરે સા નીસા ગમ પમ મગરે સાનીધ

નીરે નીધ નીધ પમ ગમ નીધ નીધ પમ ગમ ગરેસા—



# સોના ચાંદીના દાગીના ખરીદવાની

## ભરોસાદાર દુકાન



## શા. નરોતમદાસ નગીનદાસની કુંo

હરેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ હરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો હરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીયાળો દુરસ્ત કરનાર.

એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે.

**ઠેo બરાનપુરી, ભાગળ—સુરત.**